# વિદ્યાર્થી વલોવાનો સંચો

યાને

# ગુલામોનું કારખાનું.

( એક વિચિત્ર સ્વપ્ન )


લેખક

હરિલાલ એમ. દેસાઈ.


---


પ્રકાશક

ડાહ્યાભાઈ બાબરભાઈ પટેલ.

રત્નદિપક—નડિયાદ.

પ્ર. ૫૦૦૦ મે ૧૯૨૦

શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્કસ લીમીટેડમાં
કૌવાસાના મણીલાલ જાનીએ છાપ્યું.
રીચીરોડ—અમદાવાદ.


કીંમત એક પૈસો.

# એક વિચિત્ર સ્વપ્ન.

એક દિવસ સાંજે હું બેઠો હતો તેવામાં મારા કેટલાક મિત્રો મને મળવાને આવ્યા. સાત વાગી ગયા હતા એટલે ન્હાનો સમય નહોતો. તો પણ એટીકેટની ખાતર અમે સર્વેએ ચહા પીધી. ખાવા માટે લીધેલું દૂધ આ પ્રમાણે વપરાઈ ગયું તેથી જમતી વખત બજારમાંથી દૂધ મંગાવવું પડયું. શહેરમાં ડેરી કંપનીઓ વધારે હોવાથી બજારમાંથી ભાગ્યેજ સારૂ દૂધ મળતું. આ વખતે પણ તેમજ થયું હતું. માથું દુઃખતુ હતું તેથી જમીને હું તરતજ સુઇ ગયો. સુતાં સુતાં સંચાના દૂધના વિચાર આવતા હતા અને એ વિચારમાંથી, દૂધમાંથી માખણ કાઢવાના સંચાના વિચાર આવવા લાગ્યા. આ સંચામાં કામ કેવી રીતે ચાલતું હશે તે મેં કોઇ દિવસ જોયેલું નહીં હોવાથી સહેજ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ અને તેવામાંજ આંખ મળી ગઇ અર્ધ નિંદ્રસ્થ, અર્ધ જાગૃત એવી સ્થિતિમાં સંચાના વિચાર ચાલુ રહ્યા અને તેવામાં એક અમેરિકન ગૃહસ્થ મેં જોયો. આ અમેરિકન ગૃહસ્થ કોઇ કંપનીનો એજંટ હતો, અને પોતાની કંપનીના નવા સંચાની જાહેરખબર ફેલાવતો હતો. એની પાસે એક વિચિત્ર દેખાવનો સાંચો હતો. એ સંચાની આગળ પાછળ ગોળ વિંટાઇ વળી કેટલાક માણસો મધુર બેન્ડ વગાડતા હતા અને અમેરિકન ગૃહસ્થ વચ્ચેવચ્ચે બેન્ડ બન્ધ રાખી ગુજરાતી ભાષામાં સુંદર આકર્ષક ભાષણ આપતો હતો. આ નવીન દેખાવથી આકર્ષાઇ લોકો જોવા માટે ભેગા થઇ ગયા હતા. હું પણ ત્યાં ઉભો

રહ્યો અને અમેરિકન ગૃહસ્થ શું કહે છે તે સાંભળવા લાગ્યો. એનું ભાષણ શરૂ થયું.

"સદ્‌ગૃહસ્થો, આ યંત્ર અમારી કંપનીએ શોધી કહાડ્યું છે, એની શોધમાં લાખો રૂપીયા ખર્ચ થયું છે. આ શોધની સાથે સરખાવતાં આજ સુધી થયેલી બધી શોધો નકામી લાગે છે, પરંતુ લોક કલ્યાણાર્થે અમે એ જુજ કીમતે વેચીએ છીએ. આ અતિ ઉપયોગી યંત્ર વિષે વધારે વિવેચન ન કરતાં એ કેવી રીતે કામ કરે છે તેનો ખ્યાલ તમને હું આપીશ એટલે એની ઉપીયોગીતા વિષે તમારી ખાત્રી થશે. આ સંચાને અમે વિદ્યાર્થી વલોવવાનો સંચો એવું નામ આપ્યું છે."

આ ટુંકું ભાષણ સાંભળી બધા એક ચિત્તે શું થાય છે તે જોવા લાગ્યા. હું પણ બીજા બધા જેટલીજ આતુરતાથી જોતો હતો. અમેરિકન ગૃહસ્થે સંચાનો હાથો પકડ્યો. સંચાના મોઢામાં કેટલાક વિદ્યાર્થીઓ નાંખ્યા અને હાથો ફેરવવા માંડ્યો. બીચારા વિદ્યાર્થીઓ સંચામાં દળાઇ જશે કે શું એ વિચારથી દિગ્મૂઢ જેવો હું ઉભો રહ્યો. જોતજોતામાં સંચાના બે જુદા દ્વારમાંથી વિદ્યાર્થીઓ નીકળવા લાગ્યા. અમેરિકન ગૃહસ્થે કંઈ સમજુતિ ન આપી. ફક્ત એટલુંજ કહ્યું કે હવે બરાબર ધ્યાન આપજો, આટલું બોલી સંચાના એક ભાગમાંથી નીકળેલા વિદ્યાર્થીઓને ફરી પાછા નાંખ્યા અને જરા કળ દબાવી હાથો ફેરવ્યો. મને પૂછવાનું તો ઘણું મન થયું ભાઇ આ બીચારાઓને ફરીથી કેમ નાંખ્યા અને આ બીજી બાજુવાળાને રહેવા કેમ દીધા? પણ કદાચ એકાએક મને પોતાને અંદર નાંખી દે તો શી વલે! એમ ધારી કંઇ બોલ્યો નહિ. થોડી

વારે વળી બે મુખમાંથી વિદ્યાર્થીઓ નિકળ્યા. એક બાજુથી નીકળેલા વિદ્યાર્થીઓના કપાળમાં મોટા અક્ષરે ચીઠીઓ ચોડેલી હતી. કોઇના કપાળમાં આઠ તો કોઇના કપાળમાં દસ. હવે હું જીજ્ઞાસા રોકી શક્યો નહીં. કોઇ દઝાઇ ગયું નથી એ જાણીને મને હિમ્મત આવી અને મેં પૂછ્યું કે ભાઇ આ શું? આ ચીઠીઓ શેની ચોડીછે?

અમેરિકન ગૃહસ્થે જવાબ આપ્યો "હું એ જ સમજાવવા જતો હતો પણ તમારામાં શાન્તિ ક્યાં જણાય છે? આ ચીઠીવાળા જે વિદ્યાર્થીઓ નિકળ્યા તે હવે નોકરીને લાયક થયા. એમાંથી કોઇ મહેતાજી થશે, કોઇ કારકુન થશે, કોઇ તલાટી થશે, આ જે આંકડા મૂકેલા છે તે એમના પગારના. અમારો સંચો આ પ્રમાણે ચોક્કસ માપ કરી શકે છે. તમે હિંદુ લોકો નસીબને માનો છો. તમે એમ સમજો છો કે વિધાતાના લેખ પ્રમાણે બધું થાય છે. અમે બધું સંચાથી નક્કી કરીએ છીએ. આ પ્રત્યક્ષ પુરાવો."

હું મનમાંજ બોલ્યો "ઠીક ભાઇ, ચલાવ આગળ, તારે ખેલ તો જોઇએ."

ચીઠી વિનાના વિદ્યાર્થીઓને ફરીથી સંચામાં નાખવામાં આવ્યા. જે ચીઠ્ઠી સાથે બહાર નિકળ્યા તેના કપાળ ઉપર આ વખતે અંગ્રેજી આંકડામાં પચીસ લખેલું હતું. થોડા હેટવાળા હતા તેના કપાળ ઉપર ૫૦ લખેલું હતું. હું ગુંચવાયો અને બોલવા જતો હતો. કે ભાઇ...સાહેબ એકદમ ગુસ્સે થઇ ગયા અને બોલ્યા "મીસ્તર તમે બહુ ગડબડ કર્યા કરો છો. તમને પોલિસને સ્વાધીન કરવા પડશે. આ બધા કેમ શાન્તિથી સાંભળે છે?" મને ઠપકો આપી સાહેબે જોનારા તરફ ડોકું ફેરવ્યું અને બોલવાનું શરૂ કર્યું,

"હિંદુભાઇઓ, આ ખાસ ધ્યાન આપવા જેવું છે. અમને ખબર છે કે તમે જ્ઞાતિભેદને ચુસ્ત રીતે વળગી રહો છો. પરમેશ્વર જાતે કહે તો પણ તમે તેનો ત્યાગ કરો નહીં એવી અમારી ખાત્રી છે. માટેજ આ હિંદુસ્તાનને માટે નવી પેટર્નના સંચા તૈયાર કર્યા છે. જુઓ આમાં હિંદુ અને યુરેઝીયન જુદા પાડયા છે. બધાને એક જ ખાનામાંથી નાખવામાં આવ્યા હતા પણ બહાર કાઢતી વખત હિંદુભાઇઓને નવરાવીને જુદા દ્વારેથી કહાડયા છે. સ્પર્શાસ્પર્શનો નિયમ બરાબર જાળવ્યો છે. આ બધા આગળ અભ્યાસ કરવાને નાલાયક માલમ પડયા તેથા રેલ્વે વિગેરેમાં નોકરી કરશે ચીઠ્ઠીમાં લખેલા આંકડા એમની લાયકાત દર્શાવે છે."

મારી સાથે એક પટેલ ઉભો હતો તે આ સાંભળીને બોલ્યો, "ખરો કંચો, જરાએ વટાળ નહિ એમાં."

સાહેબે કામ આગળ ચલાવ્યું. સંચાના દ્વાર એકદમ ઉઘડયાં અને કપાળમાં બાર અને પંદરની ચાહીવાળા અસંખ્ય છોકરા એક દમ બહાર નીકળ્યા. બીજે દ્વારેથી પણ સંખ્યાબંધ ચીઠી વગરના છોકરા નીકળ્યા. ચીઠી વગરનાને ફરીથી સંચામાં નાંખવાના હશે એવું સમજી ગયો હતો, પણ સાહેબે વધારે લાયક ગણી જેને સંચામાં નાખ્યા હતા તે બાર અને પંદરની ચીઠી લઇને કેમ બહાર આવ્યા એ સમજાયું નહિ. સાહેબ સંચો ફેરવવા જતા હતા એટલે કંઇ નહિ સમજાવે એમ ધારીને બ્હીતાં બ્હીતાં મેં કહ્યું "માફ કરજો સાહેબ, કંઈ ભૂલ થઇ છે. આ તો તમે વધારે લાયક કહ્યા હતા તે." સાહેબે જવાબ આપ્યો. "કોણે ના કહી. બેશક વધારે લાયક, માટેજ સરકારી ખાતામાં કલાર્ક અને માસ્તર

તરીકે કામ કરવાના તમે શું એમ કહેવા માગો છો કે સરકારી નોકરીમાં તમારા લોકો માન નથી ગણતા ?"

હું કંઇ પણ કહેવા માગતો નહોતો એટલે જરા અચકી સાહેબે સંચો ચલાવ્યો. થોડીવાર પછી શરીરે અશકત એક ટોળું એક શુશોભિત દ્વારમાંથી બહાર નીકળતું મેં જોયું. મારે કંઇ પણ પૂછવાનો વિચાર નહોતો. પણ કેટલાકના કપાળમાં ૫૦–પચાસનો આંકડો પછી એક નાની લીટી અને મોટું પૂર્ણવિરામ મુકેલું હતું કેટલોકના કપાળમાં નીચલા ભાગમાં પચીસનો આંકડો અને એક ઉભી લીટી હતી. હું પૂછું કે ન પૂછું એમ વિચાર કરતો હતો પણ સાહેબ મારા સામું જોઇને બોલ્યા, "કેમ સમજાતું નથી ખરુંને ? આ પચાસના આંકડાવાળા બી. એ. થયા છે. માસ્તરની જગાને માટે લાયક છે, નાની લીટીનો અર્થ એવો કે થોડું પ્રોમોશન મળ્યા પછી પૂર્ણવિરામ આ પચીસના આંકડાવાળા પણ બી. એ. છે. ઉભી લીટી એવું બતાવે છે કે એ ઉંચે ચડી શકે."

હું બરાબર સમજ્યો. સંચો ફરી ચાલ્યો, દ્વાર ઉઘડયાં તેની સાથે મોટાં પાટલુન અને જાતજાતની પાઘડીઓ પહેરીને ભપકાથી ચાલતા યુવાનો જોતાંની સાથે મારી ઇચ્છા વિરૂદ્ધ મારાથી બોલી જવાયું. પણ સાહેબ આ શું ? આતો ધોતીવાળાને નાખવામાં આવ્યા હતા. અને સંચામાંથી. પાટલુન પહેરીને કેવી રીતે નીકળ્યા ?

સાહેબ બોલ્યા, "એજ અમારા સંચાની ખુબી છે. આ બધા વકીલો છે. એટીકેટ પ્રમાણે એમણે પાટલુન પહેરવું જોઇએ. ગૃહસ્થો, જુઓ અમારો સંચો કેવી નાની નાની વિગતપર ધ્યાનઆપી શકે છે"

વચ્ચે વચ્ચે નાનાં દ્વાર ખુલ્લાં થતાં હતાં અને તેમાંથી ભિન્ન ભિન્ન પ્રકારના વિદ્યાર્થીઓ બહાર આવતા હતા એક દ્વારમાંથી સ્ટેથોસ્કોપ વાળા નીકળ્યા, દવાખાનામાં કાનમાં ભુંગળીઓ ઘાલી

ભપકામાં ચાલતા ડાકટરો મેં ઘણી વખત જોયેલા તેથી આ સર્વેને હું ઓળખી શક્યો. બીજા દ્વારમાંથી થોડા નીકળ્યા તેમના હાથમાં સાહિત્યના પુસ્તકો જોઇ મને વિચાર થયો કે આ સાહિત્યના ઉપાસકો કોણ હશે? સાહેબને મેં પૂછ્યું. તેથી સાહેબે જવાબ આપ્યો કે એ એગ્રીકલચરના ગ્રેજ્યુએટો છે. બી. એ. થયેલાઓ કરતાં સાહિત્ય માટે એમને ઓછો પ્રેમ નથી એવું દર્શાવવા તેઓ માગે છે. મેં પૂછ્યું " પણ સાહેબ, આ બળદથી એ લોકો બ્હીએ છે કેમ? એમને તો ખેતીમાં હમેશ બળદ સાથેજ કામ રહ્યું."

સાહેબે જવાબ આપ્યો " મીસ્ટર તમે નથી બ્હીતા કે? "

મેં કહ્યું " પણ સાહેબ, મારે તો નોકરી કરવી છે. મારે ક્યાં ખેતી કરવી છે? "

સાહેબે કંઇક ચીડાઇ કહ્યું " નોકરી કરવી છે? ત્યારે એ બધાને શું કરવું છે? ખેતી કરે એવા મૂર્ખ નથી."

મેં કહ્યું " ઠીક સાહેબ, પણ યુરોપમાં તો એ લોકો એવું કામ કરે છે."

સાહેબે કહ્યું " તમારે સંચો કેવી રીતે ચાલે છે તે સમજવું છે કે યુરોપની વાતો કર્યા કરવી છે.

આ ધમકીથી વધારે બોલવામાં લાભ નથી એમ હું સમજી ગયો. જરૂર જેટલુંજ બોલવું, એવો નિશ્ચય કર્યો પણ એક દ્વારમાંથી નીકળેલા કેટલાકનાં ખીસ્સાં અતિશય મોટાં જોઇને મારાથી બોલ્યા સિવાય રહેવાયું નહિ. આ વખતે તો સાહેબે જણાવ્યું કે એ લોકો પબ્લિકવર્કસને માટે તૈયાર થયા છે.

મેં કહ્યું ભલે થયા પણ આવડા મોટાં ખીસ્સાં તેઓ શું કરવા રાખેછે?

સાહેબે કહ્યું " તમને હિંદુસ્તાનનું કંઇ ભાનજ જણાતું નથી. એમને વારેઘડીએ કંટ્રાકટરની સાથે કામ રહ્યું તેથી આવાં ખીસ્સાં આવશ્યક છે."

કામ બંધ કરી સાહેબને આગળ જવાનો વિચાર થતો હૈ એવું મને લાગ્યું તેથી હું બોલ્યો " મને શંકા થાય છે, તેનું વારણ કરશો ? "

સાહેબ કહે " શા માટે નહિં ? બોલો. "

મેં કહ્યું " તમારા સંચામાંથી સૌથી પહેલા ચીઠ્ઠી વગ માણસો નિકળ્યા તેનું શું ? "

સાહેબ જવાબ આપ્યો " એ સંજોગોને આધીન બા હોવાથી સંચાથી નકી કરી શકાય નહીં, એમાંના ઘણાં ખરા ગુ રાન પુરતું કમાઇ ખાશે કોઇ ધીમે ધીમે ઉંચે ચડીને પ્રખ્ય વહેપારી થશે કોઇ વર્તમાનપત્ર ચલાવશે, બધાને માટે સામટું નકકી થઇ શકે નહિં. એમનાં કામ કરવાની યોગ્યતાના ઉપર એમનાં વિષયનો આધાર, સમજયા? બીજી કંઇ શંકા હોય તો સમાધાન કરું."

સાહેબનો મીજાજ ઠેકાણે છે એમ જાણી મેં કહ્યું " આ સંચામાં એક બાબતની ખામી રહી ગઇ છે, ઉદ્યોગ હુન્નરને માટે તૈયાર થએલાં વિદ્યાર્થીઓ મેં કંઇ જોયા નહિં. "

સાહેબે જવાબ આપ્યો "તમારી ભૂલ છે. એવા સંચા અમારી કંપની રાખે છે પણ તેનો ઉપાડ હિંદુસ્તાનમા નહિ થાય એવી ખાત્રી હોવાથી તે અત્રે ગોઠવવામાં નથી આવ્યા. એવું વિના કારણ ખર્ચ કરવાથી ફાયદો શું ? આ તો તમારે માટે સ્પેશીઅલ મે —ખાસ બનાવત છે એ બીજે ઠેકાણે નહિ વેચાય. "

આવી ખાસ બનાવટ કરવાનું પણ કંપની સાહસ કરી શકે છે, એમ હું વિચાર કરતો હતો તેવામાં સાહેબ અદ્રશ્ય થઇ ગયા અને મારી આંખ ઉઘડી ગઇ.

